# મોધ ગુજરાત...

## નાટક મંડળીમાં

માખચાંનનાં નાટકમાં ગવાયલાં
ગાયણો.

---

છપાવી પ્રસીધ કરનાર,

કશા દાદાભાઈ.

---

મુંબઈ:
ંબર ૭૭૦ વાળા ઘેરમાં વરતમાંન પરેસમાં
રજી હોશંગજી જાગોસે છાપીછે.

---

ઇ૦ શ૦ ૧૮૭૯ અંગ્રેજી.

---

કીંમત બે આનાં.

# સુબોધ ગુજરાતી

## નાટક મંડળીમાં

### ધ્રુવ આખ્યાનનાં ખેલમાં ગવાયલાં

### ગાયણો.

---

### ઈશ્વર પ્રારથના.

પ્રભુ મહેર કર હમ ઉપર,
રાખીએ હમેતો, તુંપર સબર. પ્રભુ૦

ચાતુરી તારીમાં, ચુક નહીં જરા,
ખરા કાર્યો કીધા, રાખીને નજર. પ્રભુ૦

ચંદ્ર સુર્ય તારા, પ્રકાસે ભરપુર,
દુરથી પ્રકાસે, નીહાળીએ હજુર. પ્રભુ૦

છોજી વીશ્વાધાર, ખુબીછે અપાર,
નમન કરીયે છે મંડળી આ વાર. પ્રભુ૦

છીયે હમે બાળ, તમો પ્રતીપાળ,
આપો હમને હીમત તું દીન દયાળ. પ્રભુ૦

હીમત હમને આપો વિઘ્ન નીવારો,
સારો આપો બોધ હમે તાબેદાર.

## રાજાની દરબારમાં ગુનકા રાજાની કીરતી ગાયછે.

વારી વારી જાઉ વારી વારી જાઉ,
સભા મંડપ જોઈ હું તો ખુશી થાઉ-ટેક.

રઇયતના રખેવાલ છો શીરઢાકણ રાજન,
ગુન તમારા ગાયછે પુરોના માજન.

અદલ રાજછે આપણું નહી તસ્કરની બીક
બાળ ગોપાળની મેહરેછે, રમે તમ નજીક-ટેક.

આયુષ્ય વંશનો કુટુંબનું જાચુછું હુ એમ
નાધેબાની રાખીને ઇશ્વર કરજો તેમ.—ટેક.

———o———

## ધુરૂવને પોતાનાં પીતાની દરબારમાં અપમ. મલવાથી કીધેલો વીલાપ.

કેર વરતાવ્યો કારમો મુજપર આ શી આપ્ફત,
જગતે ઇશ્વર છો જાણીતા, રંકના આ શું રે હાળ.
કેરવરતા૦પો૦

પીતા પીડ જાણે નહી, મને કરેછે ધિકકાર.
કેર વરતાવ્યો.

માતા વેણ સાંભલ્યું નહી ત્યારે મુકયુ છે માન.
કેર વરતાવ્યો

અપમાન થયું માહેરું ધર કેમ હું ધીર.
કેર વરતાવ્યો.

પ્રભુ હીમત આપો મેહરથી, દીન હું તારો દાસ.
કેર વરતાવ્યો

## ધ્રુવની સાવકી માતાએ ધ્રુવને આપેલો ઠપકો.

અમાગણીનાં સુત આવ, અલ્યાં ધ્રુવ.—ટેક.

હીણ માત કુંખે જન્મ તે લીધો,
 કીધો નહીરે વીચાર. અલ્યા ધ્રુ૦
ઉત્તમં સાથે બેશાડયો નહી,
 ગયું સભામાં માન. અલ્યા ધ્રુ૦
ગઈ આબરૂ પાછી લેવી હોયતો,
 કહું તે માફક ચાલ અલ્યા ધ્રુ૦
અઘોર વંનમાં કષ્ટ કરો જઈ,
 મલશે શ્રીભગવાન. અલ્યા ધ્રુ૦
માગજે તે પાસે મુજ જેવી માતા;
 મુકતો નહી ધરી ધ્યાન. અલ્યા ધ્રુ૦

—o—

## લસકરની કુચ.

ખેડુત મેહેસુલ આપતા નથી, (૩)
 ચાલોની જઈએ ત્યાં. ટેક.
સીપાઈઓનાં લીધા પ્રાણ, (૩)
 લઈએ તેઓનાં જાન. ટેક.
મુદાઈને કરીયે પાસરા, (૩)
 સાસરા કરીશું પલવાર. ટેક.
રાજાજીની થાય જય જય, (૩)
 ભય આપણું સઉ જાય. ટેક.

—o—

## ધ્રુરૂવ વનમાં જવા માટે રજા માંગેછે તીયારે તેની માતા જવાને ના પાડેછે.

માતાજી મને મેહર કરી રજા આપો રે
હું તપ કરવાને જાંઉ, કૃતાર્થ મારે થાઉં—ટેક.
નેત્રવંતી—આ તે શું લવેછે રે, ગજા ઉપરાંત કરેછે રે;
શી પીડા થઇછે તને, દરશાવ તે તું મને;
બોધ આપીઓ કયા જને તને એમ કરવાને રે—ટેક.
ધ્રુવ—ગયો પીતા પાસે રે, થયો ત્યાં ઉદાસ રે,
ઉત્તમને ખોળે લીધો, આવકાર મને નહી દીધો, ।
શાવકીએ શ્રાપ દીધો, કીધો બાંકુ મનેરે—ટેક.
નેત્રવંતી—દુશમન છે એ મારી રે, બુરૂં ચાહેછે ભારી રે
અદેખી રંડા બહુ, કારસ્તાન કરે કહું,
ઇશ્વર તું જોજે સઉ બહુ સાહે થાવોરે—ટેક.
ધ્રુવ—માતાજી એમ ના બોલોરે, સાવકાપર સુ કામ હોળોર
જગતેશ્વર પુંજવા મન ભાગ્ય હોય જેનું ધન,
લીધું છે મેં તો પણ, તમને હું કષ્ટાવું રે—ટેક.

---

## ધ્રુરૂવ ઉતાવળ કરી જવા માગેછે તેથી તેની માતા સમજાવેછે.

લાડકવાયા બાળ તું શું કરેછે વીચાર;
બોધ આપ્યો તને વેરીએ જાય વનમાં જાર.—ટેક.
કહો તો રાજ અપાવું હું કહો તેમ કરૂં આજ,
તાજ મુકાવું તુંજ શીરપર, ભલો પેહરાવું સાજ-ટેક.
બાલ વરરીછ રીછની—છળી મરશે તું બાળ,
ભુખ તરશ કેમ વેઠશો—કોણ કરશે સંભાળ—ટેક.

પોઢવા સેજ મલે નહી કાંકરા કાંટા અપાર.
કેમ વાહલા તું પોઢસે ગરમી થડી વીચાર—ટેક.
માટે મુજ વેણુ પાળીને—જવા વન હઠ છોડ;
એકનો એક તું મુજને—નથી બીજી રે જોડ—ટેક.

———o———

## ધુરૂવ વનમાં જવા માટે માંને સમજાવેછે.

માતાજી મારાં સાંભળો—વેણ ચઢાવું શીશ;
કોઇ દીન મેં દુભાવ્યા નથી, આ વેળાએ જઇશ-ટેક.
રાજપાટ નથી જોઇતું—પોશાગ દીસે અંગાર;
જગતેશ્વર ભજી મેળવું—નક્કી કીધો વીચાર—ટેક.
જંગલી પસુથી હું બીતો નથી—કેમકે તમેછો માત;
પાન કીધું તમ સ્તનથી તેથી તે નહી ઉચાટ—ટેક.
કુદરતી જમીન સોહામણી ઉંચે આભ વીખ્યાત,
રક્ષણ કરશે તે માહરૂં, તેપર રાખુંછું હું આશ—ટેક.
ઇશ્વરને ભજું હું લેહરથી—કરી એકાંતવાશ;
શીખ આપો જત મુજને—નહી તો દેહનોંછે નાશ.
માતાજી મારા સાંભલો—

———o———

## ધુરૂવ માંને દીલાશો આપે છે.

હો હો વાહાલી મારી માત,
હું વનમાં નહી જાઉં ખરેખાત—ટેક.
આમ દુભાવું નહી જોઇએ તમને,
શા માટે કરોછો કલપાત—હું વનમાં૦

———o———

## ધુરૂવ વનમાં જવાથી તેની માતા સંભાલને માટે ઈશવરંને અરજ કરેછે.

હઠીલો થઈ ગયો રે—હવે હું શું કરૂં;
પ્રભુજી તમે લેજો એની બરદારત જો;
માન્યું નહી કહ્યું રે—મારાં બાળકે
મારે તો છે તમારો આધારજો—ટક.
કોઈ દીવશ મેં તો કાઢયો નથી બારણે
સુખમાં ઉછર્યો સ્વપને નહી દીઠું દુઃખજો;
ભુખ તરશ એ કેવી રાતે વેઠશે,
પણ મનેછે તમારો વીશવાશજો—ટક.
દીન દયાળુ છો—દુનીઆના તમો દીન બંધુ.
મીરા સારૂં પીધા તમે વીખજો.
તે માટેક મુજ બાલકને સંભાળજો,
ઈશ્વર મારી સુણજો અરજ આજજો.—ટક.

---o---

## ધુરૂવ વનમાં વીચાર કરેછે.

કાયા જુઠીરે મારે ભજવા ભગવાન,—ટક.
મેં તો વિચાર નક્કી કીધો
સાવકીનો બોધ મેં લીધો
તપ કરવું એ મારગ સીધો
કાયા જુઠીરે.
આતો અજાએબ દેખાવો,
નીહાળીને થાય મુજાવો
પ્રભુજી તમે સાહે થાવો.
કાયા જુઠીરે.

---o---

## લસકર જીત મેલવી આવેછે.

થયો જય જય જય જયં આજે (બાહાદુરો.)
દુશમનોના કાળજાં દાઝે રે—થયો૦
મલચી જાલી ભાલે—લટકાવ્યા, (બાહાદુરો)
વેરી થર થર થર થર પ્રાજેરે—થયો૦
જખમી થએલા ચીચીઆરી પાડે, (બાહદુરો)
ખુશાલીનું વાજું ધમ ધમ વાજે રે.—થયો૦
આપણી ફતેહનું ઇનામ મળસે (બાહાદુરો)
રાજા વ્હેરી આપણે નવાજે રે—થએ૦

—o—

## નારદમુની ધ્રુરવને વનમાં આવવા માટે પુછેછે.

બાળક છેરે તું કોનો રે—મને કેની બાળક છે તું કોનો; ટેક.
આવું તારૂં તપ જોયું નથી જાતું;
બાળ દેખી નહી ખમાતું રે—ટેક.
આ વનમાં કોઇ આવી ન શકે,
ડુંગર ભાળી ને ભડકે રે—ટેક.
બાળક તુંને કોણે દુભાવ્યો,
કીયા ઠેકાણેથી આવ્યો રે—ટેક.
માતા પીતાએ કેમ મુકયો સુનો,
આતે ઉપદેશ છે કોનો રે—ટેક.
રાત અંધારી ને અઘોર વન છે,
જપતો એકે મનનો રે—ટેક

—o—

## ધ્રુરવ નારદમુનીને પુછેછે કે તમે કોણછો.

અરે કોણ દેવતા તમારૂં શું નામ,
કોનુ તાત ને કીયો વીશ્રામ.

## નારદમુની પોતાનું નામ જાહેર કરેછે.

અરે બાળક સાંભળ તું રે
બ્રહ્મ સુત ને નારદજી હું રે—અરે૦
જે વાત સાચી હોએ તે કેહે,
કપટ રાખીશ નહી તારે ફંદે.

—o—

## ધુરૂવ પોતાનો હેવાલ જાહેર કરેછે.

ભલા નારદજી તમો સુણો,
મહીમા મારેછે તમ તણો;
ઉત્તાનપાદ સુત ધ્રૂવ મુજ નામ;
ભોમમાવંતી નગ્રી સ્વસ્થાન;
નેત્રવંતા મારી માતા સતી,
અપરમ્ માતા તે પ્રભાવંતી.
ભલા નારદજી૦
તે પ્રભાવંતીનો તન ઉત્તમ;
તે ઉપર ઘણું રાયનું મન;
હમો બંને રમતા એક વાર;
ચાલી ગયા સભામા જાર;
ઉત્તમ રાય ઉછંગે ગયો;
મુજ સાથે અંતર રે કર્યો. ભલા નારદજી૦
તે કારણ દુઃખ મનમાં થયો,
ધરી વૈરાગ વનમાં આવ્યો;
હવે તપ કરી ઇંદ્રી વશ કરૂં;
ભવસાગર સેહજે તરૂં;
હેવો મનશું કીધો નેહ,
મળે બ્રહ્મા યા પાડું મારી દેહ,
ભલા નારદજી૦

## શ્રીંગી રૂષી ધ્રુરૂવને પુછેછે.

અરે બાલક કેમ અહીં આવ્યો,
કયા વેરાગ્યે-તને અપડાવ્યો;—ટેક.
મુખપરથી ઉડ્યું નથી દુધ;
તારી કોણે ભમાવી શુધ—· ટેક.
કોણ માત ને કોણ છે તાત;
સાચે સાચી કહી દે તુ વાત—ટેક;

—— o ——

## શ્રીંગી રૂષી આગલ ધ્રુરૂવ પોતાનો હેવાલ કેહેછે.

સમજો જોગેશ્વર સાધુભાઈ,
ધ્રુવ નામ મારૂં સતસાઇ—ટેક.
છેતરી લાવ્યું મને નથી કોઇ,
શું વીચાર કરો મુખ જોઈ—ટેક.
ઉત્તાનપાદ પીતાનું છે નાંમ;
ભસ્માપુરીમાં છે રે રેહઠાણ;
·નેત્રવંતી મારી માતા સતી
તેના પુત્રની આવી છે ગતી—ટેક.
ઇશ્વર ભજવાનું થયુ- છે મન;
વાહલું કીધું નથી તન ધન—ટેક.

—— o ——

## શ્રીંગી રૂષી ધ્રુરૂવને મંત્ર આપેછે.

શાબાશ શાબાશ ધ્રુવજી છે તારી જાતને રે;
ધન છે માતને રે—સાબાશ૦
હીમત રાખજો ઉરમાં ભારી,
જશો નહી કોઇથી હારી;
અદેખા ભમાવશે—કરી વાતને રે—સાબા૦

ઇંદ્ર આપ્છરાઓ મોકલે,
ભુત ભરૈવ બાવાડે ટાળે,
બીતા નહી નીહાળી તેના ખડખડાટને રે—સાબાસ૦
શીંગી રૂષી નામ છે મારૂં.
ઇશ્વર કરશે તારૂં ધાર્યું;
આપું મંત્ર લે તારી ઉચ્યાતને રે—સાબાશ.

—o—

## ઇંદર રાજા ઇંદરાશન માટે વીલાપ કરેછે.

કોણ તપ કરવાને આવ્યું રે
મારૂં ઇદ્રાસન ડોલાવ્યું ટેક.
હેવો શુરવીર પેદા થયો શું;
લેવાને મારૂં ઇંદ્રાસન, . કોણ.
અપછરાઓ તમે કેમ સુરત થઇ છો
મુકાવોની એનું પણ કોણ.
દેવો તેમે જાઇ ડરાવો તેને;
ઝબકીને છળી જાય;
જેમ તેમ કરી તપથી ચુકાવો;
ઝટપટ કરો મને સાહાય કોણ૦
કંટાલો આપો તમે અતીશે;
વીપત પાડજો બહુ
બાહાદુર થઇને ટેકજ રાખો.
જીત મેલવો સૌ . કોણ૦

—o—

## અબછરાવો ઇંદરને ધીરજ આપેછે.

ઇદ્ર રાજા એમ શુ બોલો, તપસ્વીમાં શુ દમ,
ના એવા તપધારીના, મુકાવીસુ અમે પણ.

## ઈંદર પોતાના દેતીપોને જાવાને રજા આપેછે.

દેત્પો તમે ઝટપટ જાઓ, ફરી આવો શુભકામ,
દાઝ મારૂં અતીશ્ય, દાઝે કાર્ય કરો મુદામ.

———o———

## અપ્પછરાવો ધુરૂવને છલ કરેછે.

અહીયાં અલ્યા કેમ આવ્યો તારૂં ભાગ્યેગ હીણુ,
વીર પુરૂષ વટી ગયા, મગંર મચ્છમાં મીન.—ટેક.
જોગે પ્રભુ મલે, તો જોની વડલાંવનમા જાર—ટેક.
કર્મ રેખા હોય તાહેરી, નસીબે નથી હાર—ટેક.
ભમાવ્યો કોને આવવા, દુસ્મન હશે કોઇ—ટેક.
માનવું હોયતો માનજે, જા વિચારી જોઈ—ટેક.

———o———

## અપ્પછરા ધુરૂવની માતાનું રૂપ લઇને છલવા આવેછે.

અરેરે મારા સુત, આ શુ તારા હાલ,
ભયંકર દીશેછે આ વંન વિકરાળ;
તુજ દુઃખે મેતો નગ્ર પરહર્યું,
વંન વિશે તેંતો તપ શું આદર્યું. ૧.
તુજ પિતા એતો મુને પરહરી,
તુજ વેરાગથી હુ વંન સંચરી;
મુજ સામું જુઓ માહેરા રે તન,
કેમ કઠણ કરે છે તાહેરૂં રે મન.—ટેક.
કેમ તેં તજી છેક દાજરે,
ભર સમુદ્રમાં ડુબ્યુ ઝાંઝ રે;
ખરર આસુ તે આંખથી ખરે,
ઝરર ચીતમાં શી ચિંતા બળે.

થરર થાય છે કંપે કાય છે,
સરર સુસરા બાણ વાયે છે;
મુજ સામું જોઇ બોલરે, તું વાન.
નહી તો હું તજીશ માહરો રે પ્રાણ. ૪

—o—

## અપછરાવો તથા દઇતીઓ નહી આવીઆંથી ઇંદર રાજા ગભરાય છે.

જીવ મારો ગભરાયછે; કરવું મારે કેમ,
હેયો હજુ આવ્યા નહી, થઇ ગયું સું એમ. ટેક.
અપછરાઓ આવી નહીં, લાગી કેમ વાર,
ઇંદ્રાશન ડોલે છે, બહુ થયો હાહાકાર. ટેક.
નીયમ ચુકયો છઉ નહી, કરછું નીત્ય કામ,
જગરાય કોપ્યા કે જાયછે મારૂ નામ.

—o—

## બ્રહ્માનાં મંદીરમાં ભગતો ગાયછે.

તું છોરે જગતનું નુરે પ્રભુ એક તું છે જગતનુ નુરે-ટેક.
એક અનેક બની બહુ રૂપે, જગતમાં હીરે જરૂરે;
સ્થાવર જંગમ ચેતન રૂપે, સચરાચર ભરપુરે—પ્રભુ તું૦
જપ તપ ધ્યાન રૂદયમાં ધરતાં, પાપ થાય સઉ દુરે;
વિવીધ પ્રકારની રચના તેં કીધી, બ્રહ્માડમાં ભરપુરે. પ્રભુ૦
ઇંદ્રા દીક બ્રહ્માદીક સુરપતિ, ધ્યાન ધરે નિત્ય ઉરે, .
અધમ ઓધારણ પતીત પાવન, ટાળો કરમ કરૂરે—પ્રભુ૦

—o—

## ઇંદર રાજા બ્રહ્માની સ્તુતી કરેછે.

વિશ્વ કરતાં, જગત દાતા,
અખીલ બ્રહ્માંડમાં વિખ્યાતા ટેક.

બ્રહ્માજી હું લાગુછું પાય,
તમારી છે મુજ ઉપર સાહ. ટેક.
દરશણ કરવા, આવ્યોછું આજ
કરતા આવ્યા છો ગરીબના કાજ. ટેક.

———o———

## શ્રી ભગવત ધ્રુવ માટે વીચાર કરેછે.

દુઃખ હરવુરે, ભગત છે એ ગુણવાન.—ટેક.
બાળ ભગતની દ્રડતા જોઇ;
મારૂં મન રહ્યું છે મોહી,
એની તોલે ન આવે કોઈ—દુઃખ૦
હું તો પ્રસન્ન થયોછું આજે,
માહારે કરવું ભગતનું કાજે;
એને આપુ અવીચલ રાજે.—દુઃખ૦
ઝટપટ માહારે જાવું,
કોઇ ઠેકાણે નહી રોકાવું;
ભગતનું કારજ કરી આવું.—દુઃખ૦

———o———

## બ્રહ્મા તથા ઈંદર રાજા શ્રીભગવતની સ્તુતી કરેછે.

કૃપા સીંધુ વંદુ તમને જોડી એ બને હાથથી;
દુઃખો હરો સુખી કરો આબાદ તમ પ્રતાપથી;
ત્રીભોવનનાં છો ધણી તમે, વંદેછે રૂષી દેવતાં;
દેવ મુની ધ્યાન ધરે, ભગતિથી બહુ સેવતા. ૧.
છો અવિનાશી બહુ વિલાસી કાર્યો કરો કારમા;
નીરઉપયોગી મળે નહી છે સજનનાં ·સારમાં;
અમ પર હમેસ રેહેમ કરજો, ઓ દીનદયાળુ નાગર
ભગત વછળ સુંદરા છો રત્નાગર સાગરા.

## શ્રી ભગવત ધ્રુવના તપ માટે વખાન કરેછે.

ભગ્તે રાખ્યો નેમ હવે કરવું મારે કેમ,
પ્રસન્ન થઇ જાવું હું તો રાખુ એને ક્ષેમ.
ભગત મારૂં ધન જાણુ, જાણુ મારૂં તન,
ભગતનું મુખ જોવું ત્યારે થાવું હું પ્રસન્ન.
એમ કરીને ઇંદ્ર થાકયો, ચુકયો નહી નેમ,
ભગ્તે દ્રડતા રાખી ઘણી ઉપજે મને પ્રેમ.
અપછરાઓએ છલ કર્યો, પણ છળાયો નહી બાળ,
રાક્ષસોનો ભય નહી ગણ્યો, કરૂ એને ન્યાલ.

—o—

## ઇંદર રાજા સરવે દેવતાઓને કંકોટરી લખેછે.

કૃપા કરજો રે દેવમુનો માહારાજ—ટેક.

મુજ પુત્રીના લગનછે આજે,
વનમાં કરવું છે કાજે;
મારા શીરના છો તમે તાજ—કૃપા૦
ગણપતીને કરૂં પ્રણામ,
તેથી સીદ્ધ થાએ સઉ કાંમ;
આવી પુરજો મનની હામ—કૃપા૦
અગ્ની વરૂણ ને વાયુ કુબેર,
શીવજી તમે કરજો મેહર;
તમો આવ્યાથી થશે લીલા લેહર—કૃપા૦
સુર્ય ચંદ્ર ને યમરાજ,
બ્રહ્મ દેવ વિના જાયે લાજ;
વિના ન શોભે કાજ. કૃપા૦

બ્રહસ્પતી તમે વેલા આવો,
સાથે શ્રીંગી રૂષોને તેડી લાવો;
સદા મુજ મનમાં તમો ભાવો. કૃપા૦

વાંચી કંકોતરી વેહલા પધારો,
આવી વિઘ્ન સર્વે નીવારો;
દયા લાવીને સાંહે થાવો. કૃપા૦

——o——

## સરવે દેવતાઓ ભગવતની પ્રારથનાં કરે છે.

જય દેવ જય દેવ, જય વીશ્વા ધારા,
પ્રભુ જય વીશ્વા ધારા;
તુંજને વંદન કરીયે, તુંજને વંદન કરીયે,
દુઃખ માત્ર હરીયે.—જય દેવ જય દેવ.

અનેક દૈત્યો મારયા, સુર કારજ સારયા;
પ્રભુ શુર કારજ સારયા;
અકલીત માયા તમારી અકલીત માયા તમારી.
જોઇ જાઉં બલીહારી.—જય દેવ જય દેવ.

ભગત વછલછો પ્રભુ તમે આનંદ ઘન મુરતી,
પ્રભુ આનંદ ઘન મુરતી,
ત્રીગુની માયા રચતા, ત્રીગુની માયા રચતા,
હરતાં ને ફરતાં.—જય દેવ જય દેવ.

અનાથ નાથ પ્રભુ તમે કરૂણા વીસ્તારી,
પ્રભુ કરૂણા વીસ્તારી;
પાંચે પાંડવ ઉગાર્યા પાંચે પાંડવ ઉગાર્યા,
બાપા ગ્રહ બાલી.—જય દેવ જય

## ધ્રુવની કીરતી.

સત્યની થઇછે સરસાંઇ, (એ.)
  નક્કી માનજો સઉ;
ધ્રુવજીએ હીંમત રાખી,
  ધીર ધરી પીડા સાંખી,
તપમાં રાખ્યું નહી બાકી,
  સત્યનો બેલી રાંમજી—ટેક.
સાવકીનું વચન પાલીને, (એ.)
  વનમાં ગયો બાહાદુર,
પાંચ વરસ પોતાની વય,
  રાખી નથી કોઇની ભય, (એ.)
સત્યનો બેલી રાંમજી—ટેક.
  કૃષ્ણએ દરશણ દીધાંછે,
ઇંદ્રની કન્યા પામીયો, (એ.)
  કીરતી થઇ જગતની માંહી,
અમર નાંમ થયું હાંઇ, (એ.)
  સત્યનો બેલી રાંમજી—ટેક.
આ જુગતે જોડું સોભેછે,
  આશીરવાદ હમો દઇએ, (એ.)
અવચોલ રેહેજો તારૂં નાંમ,
  કરશે જે કોઇ હેવા કાંમ, (એ.)
સત્યનો બેલી રાંમજી—ટેક.

